નથી પણ ઘરમાં જ કોઇ ઠેકાણે છે. બે ઓસરીનું સામ્ય જોઇને મ્હારી એ શંકાને પુષ્ટિ મળી હતી. એણે જરૂર ભૂલ કરી હશે અને એકને બદલે બીજી બાજુ ગઇ હશે એમ મ્હેં માન્યું. એ પ્રૉફેસરના ખંડમાં ગઇ હોવી જોઇએ એવો આપણે એમના ખંડમાં ગયા તે પહેલાં મ્હને શક હતો એટલે એ ખંડ ધ્યાન દઇને જોયો. સંતાવા જેવી જગ્યા તરિકે મ્હને પેલું કબાટ લાગ્યું એટલે આમ તેમ ફરતાં ફરતાં કાળજી પૂર્વક મ્હેં સીગરેટની રાખ એ બાજુ પડવા દીધી. પછી આપણે નીચે આવ્યા. મણિબાઇ સાથે પ્રૉફેસરના ખોરાકને લગતી વાત થઇ તેથી પણ મ્હારી ખાત્રી પાકી થઇ કે પ્રૉફેસરના ખંડમાં એ બાઇ સંતાઇ છે. ત્યાર બાદ આપણે ઉપર ગયા અને સિગારેટ જાણી જોઇને મ્હેં નીચે વેરી નાખી અને તે લેવા આપણે નીચા નમ્યા ને વીણી, એ વખતે મ્હેં જોયું તો મ્હેં પાડેલી રાખ કોઇનાં પગલાંથી દબાઇ હતી. આપણા ગયા પછી પ્રૉફેસરનો કેદી, એમની પત્ની પોતાની સંતાવાની જગ્યાએથી ખાવા માટે બહાર આવી હતી અને પાછી સંતાઇ ગઇ હતી. એમ કરતાં એનાં પગલાંથી એ રાખ દબાઇ હતી. ચાલો, આપણે સીધા જ સૅક્રેટરીએટમાં જ જઇએ અને ડૉક્ટર ગંગુલીને બચાવવા બનતી ઉતાવળ કરીએ.'



# ગુન્હાશોધનની કલા

'જયંત! એકવાર તેં નટવરને ગુન્હાશોધનની કલા બાબત કૈંક લખવાની વાત કરી હતી—' પંડિતજીએ ઉમેર્યું.

'એ હું ભૂલી નથી ગયો.' જયંતે જવાબ આપ્યો.

'એ તું ક્યારે લખવાનો છે? જયંત!' મ્હેં પૂછ્યું.

'તું ક્યાં મ્હને લખવાનો પ્રસંગ આપે છે?' જયંતે કહ્યું.

'હવે તું લખ. એટલો વખત મ્હને આરામ મળશે.' મ્હેં જણાવ્યું.

'પણ જયંત! એમાં તું શું શું લખવાનો છે?'

'આપણે ત્યાં એને લગતું સાહિત્ય તદ્દન નજીવું, ખરૂં પૂછો તો નહિ જેવું જ છે. તમારી ઇચ્છા હોય તો આપણે એ વિષયને લગતી અત્યારે જ થોડી ચર્ચા કરીએ.'

'ભલે, એમ કરીએ તે ઠીક થઇ પડશે, અને તને લખવાની પુરસદ નહિ મળે તો નટવર એને એ જ રીતે લખી કાઢશે.' પંડિતજીએ ઉમેર્યું.

'સૌથી પહેલાં તો મ્હારે પેલી આંગળાંઓના નિશાન અથવા છાપ સંબંધી હકીકત જાણવી છે.' પંડિતજી બોલી ઉઠ્યા. ગુન્હાશોધનની કલા એમને મન એ વખતે નવી નવાઇ હતી.

'તો આપણે એનાથી જ શરૂઆત કરીશું.' જયંતે કહ્યું.

'અને આંગળાંની છાપનો હિસ્સો 'ગુન્હાશોધન'માં જેવો તેવો નથી! જરા જેટલી નિશાની પરથી, આછી છાપ ઉપરથી પણ ગુન્હેગાર પકડાયા છે. એ તો આપને ખબર હશે જ.' મ્હેં કહ્યું.

'હા રે! પેલા પ્રાણવલ્લભના કેસમાં શરબતના પ્યાલા પર આંગળાંની આછી છાપ પડેલી, તે ઉપરથી એ પકડાયેલો ને.' પંડિતજીએ જણાવ્યું.

'અને એમ બને તેમાં નવાઇ નથી. કુદરતે માણસનાં આંગળાં જ એવાં ઘડયાં છે કે એ તરત જ ઓળખાઇ આવે.' જયંતે કહ્યું.

'બે માણસના ચહેરા ભાગ્યે જ મળતા આવે છે. એ રીતે જ આંગળાંનાં ટેરવાં ઉપરનાં ચકરડાં ને ચિહ્નો પણ ભાગ્યે જ મળતાં આવે છે, એમ કંઇક સાંભળ્યું છે તો ખરૂં' પંડિતજીએ વચ્ચે ઉમેર્યું.

'અને એવું છે જ.' જયંત બોલ્યો: 'કુદરતે એમાં અવધિ જ કરી છે. એક માણસનો ચહેરો મંદવાડથી, દાઝવાથી, અવસ્થાથી, આસ્માની સુલતાનીથી ફરી શકે છે, પણ ગમે તેવા સંજોગોમાં એનાં આંગળાં ઉપરનાં ચકરડાં ને ચિહ્નો ફરી શકતાં નથી.'

'આંગળીનું ટેરવું બળી જાય તોય?' પંડિતજીએ પૂછ્યું.

'તો પણ નવી ચામડી આવે ત્યારે પાછાં એનાં એ જ ચકરડાં. જરા પણ ફેરફાર નહિ જ.' જયંતે કહ્યું.

'એ તો ઘણું નવાઇ જેવું!' પંડિતજી આશ્ચર્ય પામી

બોલી ઉઠયા.

'એમ જ છે. અને એવું છે એટલે જ એક માણસ ગમે તેટલાં નામ બદલે, ગમે તેટલો વેષ છૂપાવે કે ફેરફાર કરે તો પણ એને લીધે એ ઓળખાઇ જાય છે.' જયંતે સ્હમજાવવા માંડયું. 'પેલા ધનગોપાળના કેસમાં મેથજી એ રીતે જ ઓળખાઇ ગયેલો અને એના પૂર્વજીવનનો–આગળ કરેલાં ખૂન તથા ધાડનો પત્તો લાગેલો. એ જ જાણીતો બહારવટીઓ જેઠમલ હતો અને એ જ પેલો સફેદ ઠગ વિકાજી હતો. એ પત્તો એનાં આંગળાંની છાપ પરથી જ મળેલો. ફોટાઓમાં તો ઘણો જ ફેરફાર હતો અને મોઢાના દેખાવ પરથી એ ત્રણે વ્યકિતઓ એક જ હશે એમ ભાગ્યે જ કોઇ માની શકે; પણ આંગળાંની છાપ આબાદ કહી આપતી હતી કે એ ત્રણે વ્યક્તિઓ એક જ છે, પછી ભલેને દેખાવ જુદો હોય !'

'પણ એ છાપ શી રીતે ઓળખાય ?' પંડિતજીએ પૂછયું.

'એની પણ પદ્ધતિ છે. દરેક ગુન્હેગારનાં દસે આંગળાંની છાપ લેવાનો રિવાજ છે. એ છાપવાળા કાગળ ઉપર તેનું નામ, ગુન્હાનો પ્રકાર, સજા વગેરે લખાય છે. બને તો એનો ટુંકો ઇતિહાસ પણ લખી લેવાય અને વખતે તેનો ફોટો પણ હોય. પણ એ બધું જુદે જુદે ઠેકાણે જુદી જુદી રીતે નોંધવામાં આવે છે. છતાં મુખ્ય મુદ્દાની વસ્તુ આંગળાંની છાપને ગણવામાં આવે છે, અને એ છાપ પછીથી એના સંગ્રહ માટે અલગ ખાતું રખાયલું હોય ત્યાં જાય છે.'

'એ ખાતાનું નામ શું ?'

'ફીંગર પ્રીંટ બ્યુરો. તે એ બધી છાપોને સંઘરે છે ને તેના અલગ અલગ જથ્થા પાડે છે.'

'મ્હને પણ એ જ નવાઇ લાગતી હતી કે એ હજારો છાપોને શી રીતે ગોઠવતા હશે કે જેથી જોઇએ તે વખતે જોઇતી

છાપ જ નીકળી આવે ને ખાત્રીપૂર્વક મનાય કે એ છાપ આ જ માણસની છે.' પંડિતજીએ પોતાની શંકા રજૂ કરી.

'દરેક માણસનાં આંગળાં પર સરખી છાપ નથી હોતી.' જયંતે સ્હમજાવવા માંડયું: 'તમારાં આંગળાં જૂઓ. આ ગોળ ને ગોળ ચકરડાં છે તેને ગુજરાતીમાં ચક્ર કહે છે ને અંગ્રેજીમાં Whirl કહે છે. અને આ આંઠડાની માફક એકદમ વાંકા થતાં ચિહ્નોને આપણે ત્યાં શંખ નામથી ઓળખે છે. તેને અંગ્રેજીમાં loop કહે છે.'

'બરાબર છે!' પંડિતજી પણ બોલી ઊઠયા: 'દશચક્રી ભવેત્ રાજા.' એવું કંઈક સાંભળ્યું પણ છે.'

'એ રાજા થાય કે ભિખારી, એ બાબત તો આપણે સામુદ્રિક શાસ્ત્રને સોંપીએ તેજ બહેતર છે.' જયંતે કહ્યું: 'આપણને લાગે વળગે છે ત્યાં સુધી એ નિશાનીઓ જ દરેક માણસનાં આંગળાં ઉપર હોય છે. ફીંગર પ્રીંટ બ્યુરો એને W અને L એ નામે ઓળખે છે.'

'એનું વર્ગીકરણ શી રીતે થતું હશે?'

'દરેક માણસનાં આંગળાં પર સરખાં ચિન્હ હોતાં નથી. જમણા હાથનાં આંગળાં પર એક જાતનાં ચિન્હ હોય તો ડાબા હાથ પર બીજી જાતનાં ચિન્હ હોય.'

'હારે! મ્હારા જમણા હાથની અનામિકા પર ચક્ર છે ને ડાબા હાથની અનામિકાએ શંખ છે.' પંડિતજી બોલી ઊઠ્યા.

'અનામિકા જ કેમ યાદ આવી?' મ્હેં પંડિતજીને પૂછયું.

' 'અનામિકા સાર્થવતી બભૂવ' એ ચરણ ભૂલી ગયો કે?' પંડિતજીએ મને સંસ્કૃત સાહિત્યનો હવાલો આપ્યો.

'એ જ રીતે જુદાં જુદાં આંગળા પર જુદાં જુદાં ચિહ્નો હોય છે.' જયંતે આગળ ચલાવ્યું: 'હવે વર્ગીકરણની મુખ્ય રીત સ્હમજાવું. જમણા હાથની છાપ–સૌથી પહેલાં અંગુઠો, પછી

પહેલી, બીજી, એમ ચારે આંગળી અનુક્રમે આવે: એની નીચે ડાબા હાથની છાપ–સૌથી પહેલાં છેલ્લી આગળી ને છેલ્લે અંગુઠો એ રીતે ગણાય.

'દાખલા તરિકે—

'જમણો હાથ અંગુઠો – ૧ – ૨ – ૩ – ૪

'ડાબો હાથ ૪ – ૩ – ૨ – ૧ – અંગુઠો

'હવે એના પર ચક્ર ને શંખ નીચે મુજબ હોય.

'જમણો હાથ–અંગુઠો – ૧ – ૨ – ૩ – ૪

શંખ – ચક્ર –શંખ– ચક્ર –શંખ

'ડાબો હાથ ૪ – ૩ – ૨ – ૧ – અંગુઠો

ચક્ર –શંખ–શંખ – ચક્ર – ચક્ર

'તો એ આ રીતે લખાય

$$\frac{L-W-L-W-L}{W-L-L-W-W}$$

'હવે દરેકને અમુક માર્ક અથવા ગુણ આપેલા હોય છે અને તે આ રીતે

$$\frac{૧૬ \quad ૮ \quad ૪ \quad ૨ \quad ૧}{૧૬ \quad ૮ \quad ૪ \quad ૨ \quad ૧}$$

'હવે શંખના ગુણ છોડી દેવાય છે અને ચક્રના ગુણનો સરવાળો થાય છે એટલે

$$\frac{\cancel{૧૬} \quad ૮ \quad \cancel{૪} \quad ૨ \quad \cancel{૧}}{૧૬ \quad \cancel{૮} \quad \cancel{૪} \quad ૨ \quad ૧} = \frac{૧૦}{૧૯}$$

'પછી કેટલેક ઠેકાણે એમાં એક અથવા બે ખાનગી ગોઠવણ મુજબ ઉમેરાય છે એટલે $\frac{૧૦}{૧૯}$ના $\frac{૧૧}{૨૦}$ કે $\frac{૧૨}{૨૧}$ થાય છે. અને આ છાપ અગિયારમા વિભાગની વીસમી ફાઇલમાં અથવા બારમા વિભાગની એકવીસમી ફાઇલમાં જાય છે. આ હિસાબે જુદા જુદા બત્રીસ

વિભાગ અને દરેક વિભાગમાં બત્રીસ ફાંટો થઈ. એ હિસાબે વર્ગીકરણ સહેલું થાય છે ને સહેજે એક હજાર વિભાગમાં વહેં-ચાઈ જાય છે. એના પણ બારિક પેટા વિભાગ છે અને તે ચકરડાંના પ્રકાર ઉપર અવલંબે છે. એ બારિક વિભાગમાં મુખત્વે સૂક્ષ્મદર્શક કાચનો ઉપયોગ કરવામાં આવે છે. એની પુરતી પરીક્ષા પછી યોગ્ય નિર્ણયપર આવી શકાય છે. આ જાતના વર્ગીકરણને લીધે ગુન્હેગારનું પૂર્વ ઓળખાણ મેળવવામાં ઘણી સરળતા થાય છે.'

'ખરેખર! આ વ્યવસ્થા પણ અજબ જેવી છે.' પંડિત-જીએ પ્રશંસા કરી.

'અને એ આંગળાંની છાપને વળી તાર મારફત દેશ પર-દેશ પણ મોકલવાની હમણાં શોધ થઈ છે એટલે એક ગુન્હેગા-રને દેશ પરદેશ પકડવામાં પણ હરકત નથી.'

'અત્યારલગી તો મ્હને આ બાબત તદ્દન કોયડા જેવી લાગતી હતી. તે તારા વિવેચનથી તો દીવા જેવી દેખાય છે.' પંડિતજી બોલ્યા.

'જાણ્યો કોયડો કોડીનો.' મ્હેં ઉમેર્યું.

* * * *

'નટવર! જાતજાતની છૂપી પરિભાષાઓ પણ ગુન્હાશોધનની કલાના વિભાગ તરિકે જાણવી જોઈએ.' જયંતે કહ્યું.

'એ ન જાણે તો એવા અનેક પ્રસંગો આવે ત્યારે મુઝાઈ રહેવું પડે.' મ્હેં કહ્યું.

'અને ગુન્હેગારોનાં ફળદ્રુપ ભેજાં જાત જાતની વિવિધ પરિ-ભાષાઓ શોધી કાઢે છે, એમ મ્હેં સાંભળ્યું છે.' પંડિતજીએ ઉમેર્યું. 'એ એવી તો અટપટી હોય છે કે ભલભલાને એનો ઉકેલ ન જડે.'

'એવું બને છે ખરૂં, પણ ગમે તેમ તોયે એ બધા માણસાઈ

ભેદ છે. એક માણસ જે નિર્માણ કરે છે તેનું રહસ્ય બીજો માણસ પોતાની બુદ્ધિમત્તાથી ઉકેલી શકે છે. એમ ન થતું હોત તો ગુન્હાઓ અને ગુન્હેગારો દુનિયામાં વધી પડત.' જયંતે કહ્યું.

'તમારા અનુભવમાં એવી પરિભાષાઓ આવી છે ખરી ?' પંડિતજીએ પૂછ્યું.

'એક નહિ પણ અનેક.'

'ત્યારે એમાંની થોડીક તો સમજાવો. જાણીએ તો ખરા.' પંડિતજીએ જીજ્ઞાસા દેખાડી.

'ભલે.' જયંતે કહ્યું.

'આપણી ભાષામાં વ્યંજનના ૩૬ અને સ્વરના ૧૨ મળી ૪૮ અક્ષર છે. એને અનુક્રમે અથવા આડા અવળા મરજી ફાવે તે રીતે ગોઠવે છે. દાખલા તરિકે :

ક ખ ગ ઘ ઙ ચ છ જ ઝ ઞ
અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ
ટ ઠ ડ ઢ ણ ત થ દ ધ ન પ
અં અઃ જ્ઞ ક્ષ ળ હ સ ષ શ વ લ
ફ બ ભ મ ય ર લ વ શ ષ
ર ય મ ભ બ ફ પ ન ધ દ
સ હ ળ ક્ષ જ્ઞ અ આ ઇ ઈ
થ ત ણ ઢ ડ ઠ ટ ઞ ઝ
ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ
જ છ ચ ઙ ઘ ગ ખ ક

આ પ્રમાણે ગોઠવી એકને બદલે બીજો અક્ષર નક્કી કરી તે ગોઠવે છે અને તેનો ઉપયોગ કરે છે. આ પરિભાષામાં 'પંડિતજી' લખવું હોય તો આમ લખાય:

'લખ જ્ઞઞ હ ઐઝ.'

આ પરિભાષામાં લખાણ વધે છે પણ ગુપ્તતા જાળવવાને

આટે એ જરૂરતું ગણાય છે.'

'એટલે એમાં શું લખ્યું છે તેની કોઇને સમજણ જ ન પડે.' પંડિતજી બોલી ઊઠ્યા.

'જરા પણ નહિ, સિવાય કે એ માણસ ઉકેલ જાણતો હોય!' જયંતે કહ્યું: 'આવી રીતના સંદેશાના ઉકેલ શોધવા પુરતા પ્રમાણમાં સાહિત્ય હોવું જોઇએ. એવીજ બીજી રીત છે. એમાં અક્ષર ગોઠવવાને બદલે આંકડા ગોઠવાય છે. દાખલા તરિકે

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ |
| ૧૦ | ૯ | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |
| ટ | ઠ | ડ | ઢ | ણ | ત | થ | દ | ધ | ન |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ |
| પ | ફ | બ | ભ | મ | ય | ર | લ | વ | શ |
| ૩૦ | ૨૯ | ૨૮ | ૨૭ | ૨૬ | ૨૫ | ૨૪ | ૨૩ | ૨૨ | ૨૧ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ષ | સ | હ | ળ | ક્ષ | જ્ઞ | અ | આ | ઇ | ઈ | ઉ |
| ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ઊ | એ | ઐ | ઓ | ઔ | અં | અ: |
| ૪૮ | ૪૭ | ૪૬ | ૪૫ | ૪૪ | ૪૩ | ૪૨ |

આ રીતે અથવા આડા અવળા મરજી ફાવે તે રીતે આંકડા ગોઠવે છે અને પછી તેમાં જ લખે છે. આ રીતે આ આંકડાની પરિભાષામાં 'પંડિતજી' આ રીતે લખાય:

'૩૦, ૪૩' ૧૩, ૩૯' ૧૬' ૩, ૪૦''

આમાં અક્ષર પૂરો થયે પૂર્ણ વિરામ મૂકે એટલે વાંચવામાં સુગમતા જળવાય.

એ ઉપરાંત બીજી પણ આંકડાની પરિભાષાઓ હોય છે. તેમાં અમુક પુસ્તક પસંદ કરે અને તેનાં પાનાં નક્કી કરે. તે પાના પરનો અમુક અમુક શબ્દ એમ લખે. તને યાદ છે નટવર! આપણે પેલા પ્રાણજીવનના કેસમાં એવીજ આંકડાની પરિભાષાનો

ઉકેલ કરવો પડ્યો હતો તે ?'

'અરે હારે ! એ તે કેમ ભૂલી જવાય?' મ્હેં કહ્યું. 'એ આ રીતે હતો:

પ૩ર, ર · ૧૬૮, ર૪૮, રપ૯ · રપ૦, રપર,

રપ૩, રંગપુર પ્રાણજીવન ૯૭ · ૭૧, ૭ર, ૭૩,

હવે એના પરથી શું સમજી શકાય? પંડિતજી!'

'કૈંજ નહિ.' પંડિતજીએ જવાબ આપ્યો.

'અને છતાંયે એ ટુંકો સંદેશો એક માણસના મરણની આગાહીરૂપ હતો. અમે એનો ઉકેલ શોધવા ખૂબ મહેનત કરી હતી.'

'પછી શી રીતે શોધી કાઢ્યો?' પંડિતજીએ પૂછ્યું.

એને માટે અમે ગુજરાતી ભાષામાં છપાતાં પુસ્તકો વિષે પહેલાં વિચાર કર્યો. નં પ૩ર એ પાનનો નંબર છે. પછીનો ર એ કોલમ બતાવે છે. એ નિર્ણય કર્યા પછી અમે ડબલ કોલમમાં છાપેલાં મોટાં પુસ્તકોની ગણતરી કરી ગયા. મહાભારત, રામાયણ, શબ્દકોષ અને ભાગવતમાંથી છેવટે જયંતની સૂચનાથી ભાગવત લક્ષમાં લીધું અને તે કઇ સંસ્થાનું તે ઉપર નજર દોડાવી. વધારે વપરાશમાં કયું હોઇ શકે તે શોધી કાઢ્યું અને છેવટે સસ્તા સાહિત્યના પ્રકટ કરેલા ભાગવતના પ૩ર મા પાનના બીજા કોલમમાં એ છૂપી પરિભાષાનો ઉકેલ જડ્યો. એક પછી એક શબ્દો ગણ્યા અને ગોઠવ્યા તો આખો સંદેશો નીચે મુજબ વંચાયો:

દયાળુ, શક્તિ હોય તો રક્ષા કર.

રંગપુરમાં પ્રાણજીવનનો ભયંકર

કાળ આવ્યો છે.

બોલો, આ ભેજામાં ઉતરે એવું છે?'

'જરા પણ નહિ.' પંડિતજીએ કહ્યું: 'છતાંયે પ્રયત્ન કરીને-ભેજું કસીને એનો તમે ઠીક ઉકેલ કાઢી શક્યા.'

'ગુન્હાઓ શોધી કાઢવામાં એવા ઉકેલની ખાસ આવશ્યક્તા

છે.' મ્હેં કહ્યું. ''વસુમતિ' માં આ બધું મ્હેં વિગતથી લખ્યું છે."

'એ ઉપરાંત ભૂમિતિની પરિભાષા પણ હોય છે.' જયંતે કહ્યું. 'એ સમજવી ઘણી અઘરી પડે છે. એની એક સામાન્ય ગોઠવણ આ રીતે થઇ શકેઃ

| | | |
|---|---|---|
| ક ખ ગ ઘ | ડ ઢ ણ ત | મ ય ર લ |
| ઙ ચ છ જ | થ દ ધ ન | વ શ ષ સ |
| ઝ ઞ ટ ઠ | પ ફ બ ભ | હ ળ ક્ષ જ્ઞ |




આના ચાર વિભાગ થાય.

૧ ┘ └┘ └

૨ ⊐ □ ⊏

૩ ┐ ┌┐ ┌

૪ ◺ ▽ ◸ ◿

હવે જેટલામો અક્ષર હોય તેટલાં ટપકાં તે તે આકૃતિમાં ગોઠવો. આ પરિભાષામાં 'પંડિતજી' આ રીતે લખાય.



'આ જાતની ભૂમિતિની આકૃતિઓ ઉપરથી સંદેશો શોધી કાઢતાં અથવા એ પ્રકારની પરિભાષાનો ઉકેલ ગોઠવતા ભેજાનું દહીં થઇ જાય છે.'

'અને જયંત! એ બધાને ટપી જાય એવી પેલી તાંડવ-નૃત્યની પરિભાષા યાદ છે કે નહિ?' મ્હેં સંભારી આપ્યું.

'વાહ રે! એ કેમ ભૂલાય? પેલા ભાણુપુરના દેશાઇએ મને તાંડવનૃત્યનાં ચિત્રો આપ્યાં ત્યારે એ સંદેશો ભાગ્યે જ વંચાયો હતો પણ એની પાછળની ખંત અને અભ્યાસને યોગે એ સંદેશા વાંચવા હું શક્તિમાન થયો હતો.'

'અને એની જ મદદથી ગુન્હેગારને પકડી શકયો હતો.' મ્હેં ઉમેર્યું.

'એના નમૂના આ રહ્યા ;

'આંમાનો પહેલો નમૂનો 'અહીં જલદી આવો' બીજો 'આવ જયા આવ' અને ત્રીજો 'નાજી' એમ જણાવે છે. એમાં વારે વારે આવતી 'અ' ની નિશાની

ઉપરથી એનો ઉકેલ શોધી કાઢ્યો હતો. એની એકે એક નિશાની તાંડવનૃત્ય કરતા માણસની છે.'

'ઘણું નવાઇ જેવું.' પંડિતજીએ કહ્યું.

'એનો વિગતવાર ઉકેલ મ્હેં 'તાંડવ નૃત્ય' ની વાતમાં આપેલ છે તે તમારી ફુરસદે જોઇ જજો એટલે એ પરિભાષા સમજી શકાશે. પંડિતજી! એમાં માણસ નાચતું કૂદતું હોય એવી રીતનું ચિન્હ કાઢી તેના હાથ પગના જુદા જુદા આકાર પરથી અક્ષર નક્કી કરવામાં આવ્યા છે અને એવી હારની હારથી સંદેશા મોકલી શકાય છે.'

'અને આ જાતની પરિભાષા જાણનાર એકમાંથી અનેક પોતાની મરજીમાં ફાવે તેટલી, સ્હેજસાજ ફેરફાર કરીને પણ બનાવી શકે છે.' જયંતે ઉમેર્યું.

'પરિભાષા તૈયાર કરવી સ્હેલી છે તેટલો તેનો ઉકેલ નથી, સ્હમજ્યાને પંડિતજી? આપણે વાત વાતમાં પાંચ છ જાતની પરિભાષાઓ જોઇ પણ એ દરેકનો ઉકેલ કરવાનો આપ્યો હોય તો દહાડાના દહાડા વીતી જાય!' મ્હેં કહ્યું.

'તારી વાત ખરી છે નટવર! આવી વિવિધ પ્રકારની પરિભાષા જાણનાર અને ઉકેલનાર ભેજાંની કિંમત તે સિવાય અંકાય જ નહિ ને!'

*  *  *

'આપણે છૂપી પરિભાષાઓ વિષે વિવેચન કરી ગયા.' જયંતે કહ્યું: 'એમાં જણાવ્યા ઉપરાંત બીજી અનેક પ્રકારની પરિભાષાઓ ગુન્હેગારો વાપરે છે. જેવું જેનું ભેજું તેવી તેની શોધ. જે ગુન્હેગારનું ભેજું ઘણું જ ફળદ્રુપ હોય છે તે સારી જાતની ઘણી જ અટપટી અને બહુ જ અઘરી પરિભાષા શોધી શકે છે. જેનો ઘટતો ઉકેલ શોધી કાઢવામાં આપણા કરતાં યે નિપૂણ ગુન્હાશોધકોના મગજનું તેલ સાવ ખૂટી જાય છે, છતાં એ બધી પરિભાષાઓનો ઉકેલ અને નિકાલ વિશાળ અનુભવ, અસમાન્ય જ્ઞાન, અવિરત શ્રમ અને અખંડ શ્રદ્ધા માગી લે છે.'

'એ વાત ખરી.' મ્હેં કહ્યું.

'અને એ ઉપરાંત છૂપી શાહીઓ પણ આવે છે.' પંડિતજીએ સૂચના કરી.

'એ વિષય પર જ હું હમણાં આવવાનો હતો.' જયંત બોલ્યો: 'છૂપી શાહીઓ જાતજાતની છે પણ તે સર્વેમાં સારામાં સારી શાહી તો દૂધ છે. એનાથી કોરા કાગળ ઉપર અથવા બીજી શાહીએ લખેલા સાધારણ કાગળની વચ્ચે રહેતી કોરી જગ્યામાં લખે છે અને તે મોકલી આપે છે. સાદા કાગળ ઉપર લખીને તદ્દન કોરો કાગળ મોકલ્યો હોય તો એના પર તરત જ ધ્યાન ખેંચાય છે કે તેનાપર છૂપી શાહીથી લખાયું હશે; પણ જ્યારે સાદી ઇબારતવાળા સારી રીતે શાહીથી લખેલા કાગળની વચ્ચેની કોરી જગ્યામા છૂપી શાહીથી લખ્યું હોય છે ત્યારે તે શોધી કાઢવું ઘણુંજ મુશ્કેલ થઇ પડે છે અને એવા કાગળો કોઇ પણ પ્રકારનું ધ્યાન ખેંચ્યા સિવાય પસાર થઇ જાય છે. છતાંયે ચકોર અધિકારી અથવા નિષ્ણાત સાદા કાગળને પણ આ જાતની પરીક્ષા કર્યા સિવાય પસાર કરતો નથી.'

'દૂધ સિવાય બીજી શાહીઓ કઇ કઇ જાતની હશે?' પંડિતજીએ પૂછ્યું.

'લીંબુનો રસ, નારંગીનો રસ અને કાંદાનો રસ એ પણ છૂપી શાહીઓ તરિકે સારૂં કામ કરે છે. દૂધ અથવા કાંદાના રસથી લખવા માટે ગમે તેવી સ્ટીલ કે કલમ ચાલી શકે છે, પણ લીંબુના રસ અને નારંગીના રસથી લખવા માટે બરૂની કલમ અથવા સોનાની કે કટાઇ ન જાય એવી સ્ટીલ જોઇએ છે. આ જાતની શાહીથી લખેલી ઇબારતને સાદી આંચ-દેવતા ઉપર ધરવાથી દેખાઇ આવે છે. લીંબુથી લખેલા અક્ષરો કાગળને પાણીમાં બોળવાથી પણ વાંચી શકાય છે. એ સિવાય હરડેના આછા પાણીથી લખેલા અક્ષરો નરી આંખે દેખાતા

નથી. એના ઉકેલને માટે એ કાગળને હીરાકસીના આછા મિશ્ર-ણમાં બોળવો જોઈએ અથવા કાગળને સ્હેજ ભીનો કરી, એના ઉપર હીરાકસીવાળો હાથ ફેરવવો જોઈએ કે હીરાકસીની ભુકી છાંટવી જોઈએ—એમ કરવાથી અક્ષરો સ્પષ્ટ દેખાઈ આવશે. એ ઉપરાંત સુરાખારના મિશ્રણથી કોરા કાગળ ઉપર લખીને મોકલી શકાય છે. આછી આંચ અથવા પાણીમાં એ લખાણનો પત્તો ખાતો નથી. એના ઉકેલને માટે કાગળને મીણબત્તી ઉપર બાળવો જોઈએ અને જે જગ્યાએથી શરૂઆત કરી હોય તે ભાગ પહેલો સળગાવવો જોઈએ. સુરોખારના અક્ષરો ધીમા બળીને સ્પષ્ટ દેખાશે.'

'આ હિસાબે તો છૂપી પરિભાષા કરતાં છૂપી શાહી વધારે ભયંકર છે.' પંડિતજીએ કહ્યું.

'જરૂર. પણ જો તે સાદી ઇબારતવાળા નિર્દોષ દેખાતા કાગળ ઉપર વચ્ચેની કોરી જગ્યામાં વપરાઈ હોય તો.' જયંતે કહ્યું: 'પછી એ પ્રકારનો ઉપયોગ કળી શકવો મુશ્કેલ હોય છે અને કૈં પણ શંકા ઉપજાવ્યા સિવાય એ ચકોર આંખને છેતરીને પસાર થઈ જાય છે તે એની ખૂબી છે. છૂપી પરિભાષા દેખી શકાય છે અને એનો ઉકેલ શોધવા માણસ પ્રેરાય છે, પણ આ છૂપી શાહીઓ અદૃશ્ય રહીને એવું તો ભયંકર કામ કરે છે કે ન પૂછો વાત!'

'અને છૂપી પરિભાષા તથા છૂપી શાહી એ બેનો જ્યાં સંયોગ થાય ત્યાં તો હેરાનગતિની હદ આવી રહે!' મ્હેં ઉમેર્યું.

'છૂપી શાહીઓ વિષે આટલું વિવેચન પુરતું છે. હવે આપણે લોહીપરીક્ષા વિષે વિચાર કરીએ.'

'લોહીપરીક્ષા?' પંડિતજીએ પૂછ્યું.

'હા. જી.' જયંતે કહ્યું: 'એ ગુન્હાશોધનમાં અગત્યનો વિભાગ છે. ઘણી વખત એવું બને છે કે આપણી તપાસમાં અમુક ડાઘ

આપણી નજરે પડે છે. હવે એ ડાઘ શાનો છે તે જો જાણી શકાય તો આપણું કામ ઘણું જ સરળ થઇ પડે. એ ડાઘ કોઇ ચીજનો છે કે લોહીનો છે? કોના લોહીનો છે, માણસના કે બીજા પ્રાણીના? એ પ્રશ્નો ઘણા અગત્યના છે અને તેનો નિકાલ કરવાને લોહીપરીક્ષા ઘણી ઉપયોગી છે.'

'એ વાત ખરી.' પંડિતજી બોલ્યા.

'એટલે જ્યારે તપાસ કરતાં કોઇ પણ એવો શંકાસ્પદ ડાઘ જણાય તો તેની પરીક્ષા કરવી પડે છે. એ ડાઘ શાનો છે? લોહીનો છે? માણસના કે જાનવરના? અને કેટલા વખત થયાં પડયો હશે? આ ચાર સવાલના જવાબ મળે તો કામ ઘણું જ સરળ થાય છે.'

'એ શી રીતે મેળવી શકાય?' પંડિતજીએ વચ્ચે જ પૂછ્યું.

'એની પદ્ધતિ છે. એવી જાતનો ડાઘ જો ચાકુ કે છરી પર પડયો હોય તો એને ગરમ કરવાથી જણાઇ આવશે કે એ શાનો ડાઘ છે. જો લોહીનો ડાઘ હશે તો એ ઉખડી પડશે અને બીજા કશાનો હશે તો વળગી રહેશે. એ સિવાય સામાન્ય રીતે સરખા લાગતા ડાઘને તપાસવા માટે 'એમોનિયા'—નવસારના આછા પાણીમાં બોળવાથી જો તે લોહીનો ડાઘ હશે તો તેનો રંગ બદલાશે નહિ પણ એ બીજા કશાનો—ફળફળાદિ કે એવા પ્રકારનો હશે તો એનો રંગ બદલાઇને લીલાશ પડતો થઇ જશે.'

'પણ માણસનું કે જનાવરનું લોહી શી રીતે જણાય?' પંડિતજીએ સવાલ કર્યો.

'એ જાણવા માટે એ ડાઘવાળી ચીજ અથવા કાપડના ટુકડાને 'પોટાસીયમ સાયનાઇડ'ના પાણીમાં બોળવો જોઇએ. એ રીતે બોળવાથી જો લોહીના ડાઘ હશે તો 'ઑક્સીજન'ના નાના પરપોટા તેમાંથી નીકળશે. પરપોટા થોડા નીકળે તો

માણસના લોહીનો ડાઘ છે એમ સમજી શકાય છે. માણસના લોહી કરતાં જાનવરના લોહીના ડાઘમાંથી ઓછાં પ્રમાણમાં ઑક્સીજન છૂટે છે. એ પૂરેપૂરી રીતે જાણવા માટે એકાદ બે વખત પ્રયોગ કરી જોવાની જરૂર છે.'

'એ વાત ખરી.' પંડિતજીએ કહ્યું: 'આ રીતે આપણે કાલેજ પ્રયોગ કરી જોઇશું અને બેઉ વચ્ચેનો ફરક સમજી લઇશું એટલે પછી પ્રસંગ આવ્યે મુંઝાવાનો વખત ન આવે.'

'એજ શીખવાની મુખ્ય ચાવી છે.' જયંતે કહ્યું: 'અને ગુન્હાશોધનની કલા એ ઠંડે કલેજે વાતો કરીને શીખી શકાતી નથી પણ એ જાણવા માટે પ્રત્યક્ષ અનુભવ અને અનેક પ્રયોગની જરૂર છે.'

'એ વાતને હું ટેકો આપું છું.' મ્હેં ઉમેર્યું.

* * *

'અત્યાર સુધીમાં આપણે ચાર બાબતોની ચર્ચા કરી ગયા.' જયંતે કહ્યું: એક તો આંગળાંઓની છાપ અને તેની વર્ગીકરણ પદ્ધતિ, બીજીઃ છૂપી પરિભાષાઓ, ત્રીજીઃ છૂપી શાહીઓ અને ચોથીઃ લોહીપરીક્ષા.

'બરાબર છે.' પંડિતજીએ કહ્યું: 'અને એ ચારે બાબતોમાં મ્હને બહુ જ રસ પડયો. દરેક ઉગતા ગુન્હાશોધકને એ ઘણી જ ઉપયોગી છે.'

'હવે આપણે ગુન્હાશોધનમાં ઘણી જ ઉપયોગી છતાં દેખીતી રીતે તદ્દન નજીવી લાગતી બાબતો વિષે વાત કરીએ.' મ્હેં સૂચના કરી.

'એ જણાવવાને અંગ્રેજીમાં Clue એ સારો શબ્દ છે. એનો ગુજરાતી પર્યાય શબ્દ હજી યોજાવો બાકી છે.' જયંતે જણાવ્યું: 'પણ એને માટે મોટે ભાગે મ્હેં 'નિશાની' શબ્દ વાપર્યો છે અને તેનાથી ચલાવી લીધું છે. જો કે બન્નેનુ

અર્થમાં આસમાન જમીનનો તફાવત છે.

'એટલે?' પંડિતજીએ પૂછ્યું.

'એટલે એમ કે નિશાની શબ્દથી એટલું જ જ્ઞાત થાય છે કે એંધાણ અથવા છાપ; જ્યારે 'કલ્યુ' ઉપરથી ગુન્હાને લગતી નજીવી નિશાની અથવા પુરાવો : જે દેખાતો નજીવો હોય પણ ગુન્હાશોધનમાં પુષ્કળ ઉપયોગી હોય. દાખલા તરિકે એક પ્યાલા પર પડેલી આંગળાંની છાપ. એ દેખાવે સાધારણ માણસને નિરૂપયોગી લાગે પણ તેની યોગ્ય મદદથી ગુન્હેગારને તરત જ પકડી શકાય એ મ્હેં કહેલું જ છે.'

'બરાબર.' પંડિતજી બોલ્યા : 'એવી નિશાનીઓ ઘણીવાર નજીવી હોય છે છતાં એના ઉપર કેટલીક વખત તો બહુ જ મહત્ત્વ અપાતું જોઇએ છીએ એનું શું કારણ?'

'બીજું કાંઇ જ નહિ પણ એ અત્યંત મહત્ત્વની ચીજો છે એ જ. ગુન્હાશોધનમાં એ દેખીતી નજીવી ચીજો ઘણો અગત્યનો ભાગ ભજવે છે. ગુન્હો થયો હોય ત્યાંથી માણસની ટોપી જડે છે અને એ, ટોપી ઉપરથી ગુન્હેગાર તરત જ પકડાય છે એ તો તમે માની શકશો, પણ એ જ રીતે એક સ્થળે ખૂન થયું અને મૃત મનુષ્યના હાથમાંથી ખૂનીના વાળ મળી આવ્યા. વાળ બે ચાર જ હતા, છતાં એની મદદથી ગુન્હેગાર પકડતાં વિલંબ ન થયો.'

'એ શી રીતે? પંડિતજીએ પૂછ્યું.'

'એનો પદ્ધતિસર અભ્યાસ કરનાર કહી શકે કે એ વાળ કોના છે, કેવા માણસના છે, તેની ઉમ્મર કેટલી હશે અને સ્વભાવ કેવો હશે. ખરી રીતે ગુન્હાશોધનમાં આવી નજીવી દેખાતી નિશાનીઓ ઘણી ઉપયોગી નીવડે છે અને ગુન્હાશોધકે એ સર્વે બરાબર જોઇને પોતાનો ત્વરિત નિર્ણય કરી લેવાનો હોય છે, અને તે મુજબ તેને પોતાની તપાસ કરવાની હોય છે.'

'આ હિસાબે તો ગુન્હાશોધકને વિવિધ અનુભવ અને વિશાળ જ્ઞાન હોવું જોઇએ.' પંડિતજીએ કહ્યું.

'જરૂર. એનું સામાન્ય જ્ઞાન ઘણા જ ઉંચા પ્રકારનું હોવું જોઇએ. એને ઇતિહાસ, ભૂગોળ, ખગોળ, ખનીજ, ભૂતળ વગેરે દરેક પ્રકારનું જ્ઞાન હોવું જોઇએ. તને યાદ છે ને નટવર? મ્હેં જ્યારે રંગપુરનો ઇતિહાસ રામરાવને કહેવા માંડ્યો ત્યારે એની શી સ્થિતિ થઇ હતી તે?'

'એનું મોઢું હસવા જેવું થઇ રહ્યું હતું. એને બિચારાને ખબર ન હતી કે ઇતિહાસનું જ્ઞાન કેટલું ઉપયોગી હતું.' મ્હેં કહ્યું.

'એ જરા વિગતથી સમજાવો તો ઠીક.' પંડિતજીએ મ્હને કહ્યું.

'વાત એમ છે કે અમારી પાસે રંગભુવનના માલિક પ્રાણજીવનદાસના ખૂનને લગતો કેસ આવ્યો હતો. એ જ કેસ પોલિસ તરફથી ઇન્સપેક્ટર રામરાવ તપાસતા હતા. અમે બન્ને પક્ષે મોટે ભાગે સાથે કામ કર્યું પણ બન્નેનાં અનુમાનો તદ્દન જુદાં હતાં. રામરાવ માનતા હતા કે ખૂની સાયકલ પર બેસીને નાસી ગયો હતો જ્યારે અમારી માન્યતા જુદી હતી. અમારી માન્યતા પૂરવાર કરવા માટે રંગપુરનો ઇતિહાસ જરૂરી હતો. રંગપુરના ઇતિહાસમાં એવી વાત આવતી હતી કે એક પુરાણા કિલ્લામાં ત્યાંના સુબાએ એની સામે દિલ્હીથી મોકલેલા લશ્કરના સેનાપતિને બોલાવીને પુરી દીધો હતો અને એનો કોઇને વર્ષો લગી પત્તો લાગ્યો ન હતો. એ ઉપરથી અમે એમ માનતા હતા કે, પ્રાણજીવનદાસનું ખૂન થયું ન હતું પણ તેને મારવા આવનાર ખૂનીનું પ્રાણજીવનદાસે ખૂન કર્યું હતું અને તે પોતે પેલા ઇતિહાસપ્રસિદ્ધ ભોંયરામાં—જેની માહિતી બહુ જ થોડા માણસોને હતી તેમાં—ભરાઇ બેઠો હતો અને એ હકીકત છેવટે અમારી અથાક મહેનતને પરિણામે ખરી હતી એમ અમે પૂરવાર કરી

શકયા હતા. આ કેસને લગતી સંપૂર્ણ વિગતવાર હકીકત 'વસુમતિ' માં આપવામાં આવી છે અને તે વાંચી જવાથી તને ઘણું જાણવાનું મળી આવશે.'

'ઠીક.'

'સામાન્ય જ્ઞાન બાબત એ જ પુસ્તકમાં પ્રૉ. ચેટરજી વિષે વાત કરતાં રાજા રવિવર્માનું શકુંતલાપત્રલેખનનું ચિત્ર કેટલી કિંમતે વેચાયલું એ વિગત કેટલી ઉપયોગી થઇ પડેલી તે જણાવ્યું છે. એ સામાન્ય જ્ઞાન ઉપરથી પ્રૉફેસર ચેટરજીની આર્થિક સ્થિતિ વિષે સંપૂર્ણ ખ્યાલ બાંધી શકાયો હતો.'

'અર્થાત્ નજીવી દેખાતી વિગત પણ ઘણી ઉપયોગી થઇ પડે છે, એટલે તેના ઉપર પૂરતું ધ્યાન આપવું જોઇએ.' પંડિતજી બોલ્યા.

'ચોક્કસ.' જયંતે કહ્યું: 'એક કેસમાં એક માણસ પોતાના તબેલાના દરવાજા પર આ જાતનાં નાચતાં માણસોનાં ચિત્ર જુએ છે:



'એ જોઇને એની સ્ત્રી ભયભીત થઇ જાય છે. તેથી એના તરફ એનું ધ્યાન ખેંચાય છે અને છતાં કંઈ કરી શકાય તે પહેલાં એની સ્ત્રીનું ખૂન થાય છે. એ નિશાનીઓના ઉકેલથી, અલબત્ત, ખૂનીને બોલાવી શકાય છે, છતાં ઉતાવળ થઇ હોત તો ભયંકર પ્રકાર બનતો અટકત.'

'એ મ્હેં વાંચ્યાનું મ્હને યાદ છે ખરૂં.' પંડિતજી માથું અંજવાળતા બોલ્યા.

''તાંડવ નૃત્ય' વાળા કેસમાં મ્હેં યાદ આપી.'

'બરાબર. એ નિશાનીઓ રેખાતી તદ્દન નજીવી હતી

છતાં ગુન્હાશોધનમાં ઘણી જ ઉપયોગી થઇ પડી. કેટલીક વખત કે લખીને તેના પર બ્લૉટિંગ મૂકયું હોય છે, સાધારણ ટેવ મુજબ બ્લૉટિંગ મૂકાયું હોય, મૂકનારને ખબર પણ ન હોય છતાં એના પર નિશાની રહી જાય છે અને ગુન્હાશોધનમાં એ મુદ્દાની વિગત થઇ પડે છે. એક કેસમાં અમારા હાથમાં એવુંજ એક બ્લૉટિંગ આવેલું. એના પર અનેક છાપ હતી છતાં તાજી છાપ એક તારને લગતી હતી અને તેમાં પણ છેલ્લા પાંચ શબ્દો સ્પષ્ટ–અસ્પષ્ટ દેખાતા હતા. Stand by us God's sake એ છેલ્લા શબ્દો હતા અને તેમાંના પહેલા ત્રણ અસ્પષ્ટ હતા છતાં અર્થ સ્પષ્ટ હતો. અમે ગુન્હેગાર એક જોતા હતા પણ આ વાકયોમાંનો us શબ્દ સ્પષ્ટ બતાવતો હતો કે ગુન્હેગારનો કોઇક સાથીદાર છે એટલે ગુન્હેગાર એક નહિ પણ બે છે. આ એકજ વિગતની મદદથી એ કેસમાં અમને મોટે ભાગે સફળતા પ્રાપ્ત થઇ હતી.'

'અને 'ખોવાતો ખેલાડી' એ નામથી મ્હેં એ કેસને વિગતવાર રજૂ કર્યો છે.' મ્હેં જણાવ્યું.

'એક કેસમાં મ્હારે હાથ દરજીનું બીલ આવેલું તેના ઉપરથી મ્હારી તપાસ ઘણી સરળ થઇ.' જયંતે કહ્યું.

'શી રીતે?' પંડિતજીએ પૂછ્યું.

'વાત એમ બની કે સર મથુરાદાસની નામીચી રેસની ઘોડી ચંદ્રકળા ગૂમ થઇ ગઇ હતી. કર્ઝન કપમાં એ ઉતરનાર હતી અને જો વખતસર ન જડે તો સર સાહેબને પારાવાર નુકસાન થાય એમ હતું. ચંદ્રકળાના ટ્રેનર સમરસેનનું ખૂન થયું હતું.' મ્હેં વિગતવાર કહેવા માંડયું. 'સમરસેનના ખીસ્સામાંથી દરજીનો આંકડો મળી આવ્યો અને તેના આધારે એ આખો કેસ સરળ થઇ ગયો. એ આંકડાવાળા દરજીએ જણાવેલું અખમલનું પોલકું એની સ્ત્રીને મળ્યું ન હતું એટલે વધુ તપાસ

કરતાં જણાયું કે એ ટ્રેનર દરજીએ જણાવેલા નામે બીજે ઠેકાણે રહેતો હતો. ટ્રેનર તરિકે પૂનામાં અને દરજીએ બતાવેલા નામથી મુંબાઇમાં એમ બે ઘર હતાં, અને તેની બે સ્ત્રીઓ હતી. મુંબાઇવાળી સ્ત્રી ઘણી ખરચાળ હતી અને એ ખરચને પહોંચી વળવા માટે આડા ધંધા કરવા માંડેલા, ટ્રેનરે ચંદ્રકળાને નસાડવાનું કાવતરૂં રચેલું અને એમ કરવા જતાં એ પોતે જ ચંદ્રકળાને હાથે મરી ગયેલો. એનું ખૂન કરનાર ચંદ્રકળા ઘોડી હતી, એ અમારા દરેક અનુમાનને બંધબેસતી વિગત હતી. આ સર્વ વિગત અમને દરજીનું બીલ હાથ લાગવાથી જ મળી આવી. સામાન્ય રીતે તેને કેસ સાથે કૈં જ સંબંધ ન હતો પણ દેખીતી રીતે નજીવી લાગતી ચીજ નિષ્ણાતની નજરે ઘણી ઉપયોગી હોય છે એ સિદ્ધાંત મુજબ કામ લેતાં એ ઉપયોગી ઠરી.'

'કેટલીક વખત અનેક ચીજ હોય અને એકનો અભાવ હોય તે પરથી પણ યોગ્ય અનુમાન દોરવું જોઇએ. દાખલ તરિકે એક માણસ મરી ગયો—એનું ખૂન થાય છે અને એને બાળી દેવામાં આવે છે. બળી ગયેલી રાખમાંથી બટન જડે છે, કૈંક ગદ્દા ગદ્દાવાળી રાખ જડે છે, એના પાટલુનના પટાનું બકલ જડે છે. એ બધાં પૂરવાર કરે છે કે એનું ખૂન કરવામાં આવ્યું છે, અને એને બાળી દેવામાં આવ્યો છે પણ એ બધુંયે જડવા છતાં હાડકાં જડતાં નથી એ શું બતાવે છે? હાડકાંની રાખ થઇ ગઇ? એ સંભવિત છે? એ એક જ મુદ્દો વિરૂદ્ધ જાય છે અને બતાવી આપે છે કે એનું ખૂન થયું નથી અને એને બાળી દેવામાં આવ્યો નથી પણ એ જીવતો છે.'

'ખરી વાત. પૂરો વિચાર કરે તો જ એની ખબર પડે.'

'પણ સમગ્ર દષ્ટિએ વિચાર કર્યા વિના ચાલે શી રીતે? આવાં જ અનુમાનથી અમે એ કેસમાં સફળ થયેલા.'

'એમ?'

'હા જી.' મ્હેં કહ્યું: 'અને એ મરી નથી ગયો પણ જીવતો છે એ નિર્ણય કર્યા પછી અમે ઇન્સ્પેક્ટર જમશેદજીની બારે મજાક કરેલી. એમણે અમને બનાવવા ધારેલા પણ એ પોતે જ બની ગયા. અમે પરાળની હોળી ચેતાવી એમની તથા એમના સિપાઇઓ પાસે 'આગ લાગી રે! આગ લાગી! ધાજો! ધાજો!' ની બૂમો પડાવી. દોડધામ થઇ રહી અને એ સાંભળીને જેનું ખૂન થવાનું કહેવાતું હતું તે રતનજી કૉન્ટ્રેક્ટર છૂપાવાની જગ્યાએથી બહાર આવી લાગ્યા. એમણે સીફતથી પોતાનાં જૂનાં કપડાં અને પાટલુનનો પટો તથા ભૂંડનાં બે ત્રણ બચ્ચાં ઉપર લાકડાં સીંચીને બાળી મૂકેલાં ને પોતાનું ખૂન થયું છે એવું બતાવવાનો તેમજ ખૂની તરિકે બિચારા એક નિર્દોષ સૉલીસીટર દયાળજી મીસ્રીને ફાંસીને માંચડે ચઢાવવાનો ત્રાગડો રચેલો પણ તે આ એક જ વિગતને અભાવે અટકી પડયો અને પોતે પાથરેલી જાળમાં એ પોતે જ ફસાઇ પડ્યા.'

'એ પણ ઠીક.' પંડિતજી બોલ્યા.

'એ હકીકત વિગતવાર જોવી હોય તો 'કૉન્ટ્રેક્ટર' એ નામના કેસમાં આપી છે.' મ્હેં કહ્યું.

'વહેતા પાણીની શોધ તરિકે એક કેસ ઘણો જાણીતો છે.' જયંતે કહેવા માંડયું.

'એ વળી કઇ જાતની શોધ?' પંડિતજીએ પૂછ્યું.

'એ કેસમાં પાણીનો લોટો ઉંધો પાડવામાં આવેલો અને કહેલું કે મરનારનું લોહી જે રીતે વહીને એકઠું થયું હશે તે જ રીતે આ પાણી પણ વહીને એકઠું થશે.'

'પછી?'

'એમ જ થયું. પાણી જ્યાં એકઠું થયું તે જગ્યાની લાદી ઉખેડી નાંખી એટલે ત્યાં આગળ સૂકાઇ ગયેલા લોહીની પોપ-

ડીઓ મળી આવી. એ એક જ મુદ્દો ખૂન પૂરવાર કરવાને પૂરતો હતો. ખૂનીએ પુષ્કળ સાવચેતી રાખી હતી, એ પોતે છૂપી પોલિસમાં હતો. એણે ખૂનીના શરીરના અર્ધા અર્ધા રતલના ટુકડા કરીને નદીમાં નાંખી દીધા હતા, એના માથામાં સીસું પુરીને બર નદીમાં ફેંકી દીધું હતું અને એના બે પગ પારસલની પેઠે સીવીને કોઇ કૂવામાં ફેંકી દીધા હતા. મરનારના ઘરમાં દોઢ મહિનામાં પંદર વખત જઇને એ મીણબત્તી સળગાવી આવ્યો હતો, ઘડિયાળને ચાવી આપી આવ્યો હતો અને એ મરનાર જીવતો છે એવા અનેક પુરાવા ઉભા કરી આવ્યો હતો. ત્યારબાદ એના મરણની વાત બહાર આવ્યા પછી 'હું એનો ખૂની છું' એવો એક દારૂડિયા પાસે એકરાર પણ કરાવી ચૂકયો હતો અને એને યમસદન પહોંચાડી ચૂકયો હતો, છતાં આ એક જ પૂરાવો બાકી રહી ગયો હતો, તેણે લાદી સાફ કરી હતી અને એકે એક વિગતનો વિચાર કરી પોતાનો ગુન્હો છૂપાવવાનો પ્રયત્ન કર્યો હતો, પણ વહેતા પાણીથી લોહી એકઠું થયેલી જગ્યા જણાઇ આવશે અને લાદીની ફાટમાં થઇને નીચે ગયેલું લોહી એનો ગુન્હો દેખાડી આપશે એ વાતનો એને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો ન હતો છતાં એની હાજરીમાં જ એ પ્રયોગ થયો અને એ પકડાયો, પછી એણે પોતાનો ગુન્હો કબૂલ કર્યો.'

'એ હિસાબે તો નજીવી ચીજો પણ ગુન્હાશોધનમાં ભારે ઉપયોગી છે.' પંડિતજી બોલ્યા.

'જરૂર, અને તેથી તો ગુન્હાના સ્થાનને એની એ સ્થિતિમાં રાખવાની દરેક પોલિસ અધિકારીની ફરજ છે. લુગડાનો નાનો સરખો કકડો, વાળ, તૂટેલ બટન, આંગળાની નિશાની, બૂટ પરનો કાદવ, કાગળના કકડા, બ્લોટીંગ વગેરે નજીવી લાગતી ચીજો ગુન્હાશોધનમાં એટલો બધો અગત્યનો ભાગ ભજવે છે કે

તેની કલ્પના પણ સાધારણ માણસને ન આવી શકે.'

'પણ એ દરેકનો ઉપયોગ શી રીતે કરી શકાય?' પંડિતજીએ પૂછ્યું.

'એ તો અનુભવે જ શીખી શકાય. એ દરેકનો ઉપયોગ ગુન્હાના પ્રકાર મુજબ જુદો જુદો હોય છે. એમને માટે એક સરખો કાયદો અથવા એક સરખી વ્યાખ્યાઓ આપવી મુશ્કેલ છે.'

'છતાં સામાન્ય જ્ઞાન અને તેનો ઉપયોગ એ અગત્યની વસ્તુ છે.' મ્હેં કહ્યું: 'એનો અભાવ અનેક વિગતો મોજુદ હોવા છતાં ઉકેલનો અટકાવ કરે છે. જે વાત એક નિષ્ણાત જોઇ શકે છે એ જ વાત બધી વિગતો જોવા છતાં પણ બીજાને દેખાતી નથી એનું કારણ પણ કેટલીક વખત એજ હોય છે.'

'સુક્ષ્મદર્શક કાચ પણ ગુન્હાશોધનમાં ઘણો ઉપયોગી છે. આવી વિગતો એનાથી તપાસતાં ઘણી મુદ્દાની વાતો બહાર આવે છે. ખાસ કરીને ફોર્જરીને લગતા ગુન્હાઓમાં એ બહુ ઉપયોગી થઇ પડે છે.'

'એમ?'

'હાજી.' મ્હેં કહ્યું: 'એ જાતના ગુન્હાઓમાં મોટે ભાગે કૅમેરા અને સુક્ષ્મદર્શક કાચનો જ ઉપયોગ થાય છે.'

'એ વિષે આપણે હવે પછી ચર્ચા કરીશું.' જયંતે જણાવ્યું.

* * *

'તદ્દન નજીવી લાગતી વસ્તુ કે નિશાન ગુન્હાશોધનમાં કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે એ આપણે જોઇ ગયા. હવે ક્ષુલ્લક અસંગતિ પણ દુર્લક્ષ કરવા જેવી હોતી નથી. ગુન્હાશોધનમાં એ કેવો ફાળો આપે છે તે જોઇએ.' જયંતે કહ્યું.

'અસંગતિને પણ ગુન્હાશોધનમાં સ્થાન છે?' પંડિતજીએ પૂછ્યું.

'એને ન હોય એમ તમે માનો છો?' જયંતે સામો સવાલ કર્યો.

'મ્હારી એવી માન્યતા હતી.'

'અસંગતિ ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. એનો એક જ દાખલો આપું. એક ઠેકાણે એક પૈસાપાત્ર વિધવા બાઇ પોતાના જ માળામાં પ્રાયમસનો ભોગ થઇ પડી છે. એના શરીર પરનાં કપડાં સળગી ગયાં છે, અને એ બળીને મરી ગઇ છે. સ્ટવ ભડભડાટ બળે છે. એની ઘાટણ બહારથી આવે છે ત્યારે એની નજરે આ દેખાવ પડે છે; અને એ બેબાકળી બની જઇ પોલિસને ખબર આપવા જાય છે. ત્યાં મરનારનો ભત્રિજો સામો મળે છે, અને એ પોતે જ પોલિસને બોલાવી લાવે છે. સાધારણ રીતે મુંબાઇમાં પ્રાયમસના ભોગના પુષ્કળ બનાવ બને છે અને આ પણ એવો જ બનાવ છે એમ દરેક જણ માને છે. પણ એની તપાસમાં કેટલીક અસંગતિઓ નજરે પડે છે અને એ ઉપરથી જ પુરવાર થાય છે કે એ બાઇ સ્ટવનો ભોગ બની જ ન હતી, પણ એનું ખૂન કરવામાં આવ્યું હતું અને પ્રાયમસના અકસ્માતનો નાટકી દેખાવ ગુન્હો છૂપાવવા માટે કરવામાં આવ્યો હતો.'

'એવી તે કઇ જાતની અસંગતિ નજરે પડી હતી?' મ્હેં પૂછ્યું.

'પોસ્ટમૉર્ટમ તપાસ વખતે બે બાબતો પર ધ્યાન ખેંચાયું. એક તો એ કે એનું આખું શરીર બળી ગયું હતું પણ વાળને બહુજ થોડી ઇજા થઇ હતી. એ બળ્યા તો હતા પણ જોઇએ તેટલા પ્રમાણમાં નહિ. ઉપર ઉપરથી ગુંચળાં વળી ગયાં હતાં. પણ અંદરની બાજુએ ભીના હતા. અને બીજી વાત એ હતી કે એની હોજરીમાંથી અને ફેફસાંમાંથી પુષ્કળ પાણી મળી આવ્યું હતું. ફેફસાંમાં પાણી શી રીતે ગયું તે એક સવાલ હતો.

'પહેલી અસંગતિ સાધારણ હતી. એનો આટલો ખુલાસો થઇ શકતો હતો કે બાઇ માથું ચોળીને નાહી હશે અને વાળ ભીના હશે તેથી બળી નહિ ગયા હોય પણ બીજી અસંગતિ વિષમ હતી. એનો ખુલાસો કરવો મુશ્કેલ હતો. ફેફસામાં પાણી ક્યાંથી આવ્યું? ડૉક્ટરની ભૂલથી એક ભાગનું પાણી કદાચ બીજા ભાગમાં જવા પામ્યું હશે એવી કોઇ શંકા કરે પણ તેનું નિરસન એ હતું કે એ ક્રિયા કરનાર ડૉક્ટર નવોસવો નહિ પણ બહુ જ પાવરધો અને એ વિષયનો નિષ્ણાત હતો.'

'પણ એ એથી કૈં ખૂન પૂરવાર નથી થતું?' પંડિતજી બોલી ઉઠ્યા.

'જરા ખામોશ!' જયંતે કહ્યું: 'એવીજ એક ત્રીજી અસંગતિ તપાસ વખતે મળી આવી. એ માળામાં થોડાંક ભાડૂતો રહેતા હતા અને એની આજુબાજુ પણ બીજા માળા હતા. જે ખંડમાં બાઇ મરણ પામી તેની નીચે બીજો એવોજ ખંડ હતો અને ઉપર કોઇ મોટેથી બોલે તો તે નીચે સંભળાય એમ હતું. હવે આ બાઇ પ્રાયમસથી દાઝી જાય છે, એનાં કપડાં સળગે છે, તે છતાં એ બૂમ મારતી નથી એ શું બતાવે છે? એની બૂમ નીચેનાં ભાડૂતો કે આજુબાજુના રહેવાસીઓએ અથવા કોઇએ સાંભળી નથી.'

'પણ સ્ટવ બળતો હતો તેનું કેમ?'

'સ્ટવ ભલે બળતો હોય પણ માણસ મરવા પડે ત્યારે અને આવા પ્રસંગોમાં મોટેથી બૂમ પાડ્યા વિના ન જ રહે. આ ત્રણ અસંગતિ ઉપરથી અને કાકતાલીય ન્યાયે અકસ્માતનો યોગ સાધીને ઘાટણ ગેરહાજર હતી અથવા બહાર ગઇ હતી એ ધ્યાનમાં લેતાં સબળ શંકા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. ઘાટણને જુબાબ આપ્યો એટલે એણે કબૂલ કરી દીધું કે બાઇને એના ભત્રિજાએ અને એણે બેયે મળીને મારી નાખી હતી.

પાણીના ટબમાં એનું ડોકું બોળી દઈને એને ગુંગળાવી નાખ્યા પછી પ્રાયમસના ભોગનો દેખાવ એમણે ગોઠવ્યો હતો.'

'એનો એ ખુલાસો ત્રણે અસંગતિનો પૂરતો ખુલાસો કરતો હતો. ટબમાં ભીંજાવાથી વાળ ભીના હતા તે બળ્યા નહિ, શ્વાસ નળી વાટે ફેફસાંમાં પાણી ભરાયું અને એની મરણ વખતની બૂમ કોઈએ સાંભળી નહિ એ ત્રણે બાબતનો ખુલાસો થાટણના એકરારથી થયો.'

'એ પણ ઠીક.'

'કેટલીક વખત તો એક જ અસંગતિ આખા કેસનું સ્વરૂપ ઉલટાવી નાંખવાને પૂરતી હોય છે. એટલે જે જે વિગત કે વાત સુસંગત ન હોય તેના ઉપર પુરતું ધ્યાન આપવું જોઈએ.'

'મ્હને યાદ આવે છે કોઇ ઠેકાણે વાંચેલું કે અસંગિત ત્ંધ્યા ન રહી.' મ્હેં કહ્યું.

'સરસ્વતીચંદ્રના પહેલા ભાગમાં એ વાકય આવે છે.' પંડિતજી બોલી ઊઠ્યા. 'પદ્માવાળા પ્રસંગમાં.'

* * * *

'હવે આપણે ગુન્હાશોધનની કળામાં સૂક્ષ્મદર્શક અને કૅમેરાના ઉપયોગ વિષે ચર્ચા કરીશું.'

'હું પણ એ જ સૂચના કરવાનો હતો.' મ્હેં ઉમેર્યું.

'જુઓ ત્યારે, અસંગતિએ જેટલા કેસમાં મદદ કરી છે તે કરતાં અનેકગણી મદદ આ બે યંત્રોએ કરી છે અને કર્યે જાય છે. એ બેઉ યંત્રો ગુન્હાશોધની કળાનાં ઘણાં જ ઉપયોગી અંગો છે.' જયંતે જણાવ્યું.

'શી રીતે?' પંડિતજીએ સવાલ કર્યો.

'એ કહું છું. દાખલા તરિકે તમારી પાસે ખોટી સહી કરવાનો–ફોર્જરીનો કેસ છે. એમાં દસહજાર રૂપિયાનો ચેક છે અને તેના ઉપર બનાવટી સહી છે; પણ એ આબાદ મળતી

આવે છે. નરી આંખે ખરી તથા ખોટી સહી વચ્ચેનો ભેદ સ્હેજ પણ સમજાય એવો નથી. આ સંજોગોમાં સૂક્ષ્મદર્શક, કૅમેરા અને ગણિત—'

'ગણિત?'

'હાજી, ગણિત અને ભૂમિતિ પણ.' જયંતે કહ્યું: 'એ બધાનો અનેક પ્રકારે ઉપયોગ થઇ શકે છે અને એને લગતું સવિસ્તર વિવેચન અંગ્રેજી સાહિત્યમાં પુષ્કળ છે. આપણે મૂળ વાત પર આવીએ. બેઉ સહી વચ્ચેનો ભેદ સમજાય એવો નથી એટલે ખરી તથા ખોટી સહીનો ખાસ કૅમેરાથી ફોટો લેવો જોઇએ અને એ રીતે ફોટો લઇને બેઉનાં એન્લાર્જમેંટ કરવાં જોઇએ. ફોટો લેતી વખતે એની બાજુમાં ફુટપટી સ્કેલ-માપ માટે રાખવી જોઇએ. આ રીતે એન્લાર્જમેન્ટ લેવાથી બેઉ સહી વચ્ચે દીવા જેવો ફેર જણાઇ આવશે. અલબત, સાદા કૅમેરાથી આ ભેદ એકદમ નથી જણાતો. એને માટે ઉંચા પાવરના ખાસ લૅન્સવાળા કૅમેરા આવે છે અને તેનો એમાં ઉપયોગ થાય છે. આ રીતે એન્લાર્જમેંટ કર્યા પછી બેઉની સરખામણીમાં સહી કઇ રીતે કરી છે તે જણાઇ આવશે. મોટે ભાગે માણસ સહી ઝડપથી અને પોતાની સ્વાભાવિક વલણથી કરે છે, અને તેમાં અક્ષરોનો વળાંક, તેની લઢણ, મીંડાં, હ્રસ્વ ઇ દીર્ઘ ઈ તથા હ્રસ્વ ઉ કે દીર્ઘ ઊ કે કાના માત્રા લખવાની પદ્ધતિ સામાન્ય રીતે મળતી આવે છે. જ્યારે ગમે તેટલી કાળજીથી બીજા માણસે સહીની નકલ કરી હોય તો પણ તેમાં ફેર પડે છે. કેટલીક વખત એક સહી ઉપરથી ટ્રેસ કરીને બીજી સહી પહેલીના જેટલી સ્વભાવિકતાથી થઇ શક્તી નથી. એ ધીરે ધીરે કરેલી હોય છે અને તેમ કરતાં કેટલાય ઠેકાણે શાહી ઓછી વત્તી આવી હોય છે અને નરી આંખે ન દેખાય એવા કેટલાય વળાંક અને ફાંટા નકલમાં આવી જાય છે. માણસનું

માનસિક વલણ પણ સહીમાં જણાઇ આવે છે. ગુન્હેગાર માનસ ગમે તેટલું રીઢું હોય પણ તે ઢાંકયું રહી શકતું નથી. પાંચ સાત સાચી સહીના વળાંક હ્રસ્વ ઇ તથા દીર્ઘ ઈ અને કાના માત્રા ઓળખવાની પદ્ધતિનો સૂક્ષ્મ અભ્યાસ કરતાં એ વચ્ચે સરખાપણું જણાઇ આવશે. એવા માપ માટે ભૂમિતિની અનેક આકૃતિવાળાં આરપાર જોઇ શકાય એવાં સાધનો આવે છે તેનો ઉપયોગ પણ અમુક નિર્ણય ઉપર આવવાને ઘણો જરૂરનો છે. એ બધાના સૂક્ષ્મ નિરીક્ષણ અને અભ્યાસ ઉપરથી કેટલું કેટલું સામ્ય છે એ નક્કી કરી શકાય છે અને તે ધોરણે બનાવટી સહી તપાસતાં કેટલો કેટલો ફેર છે તે નક્કી કરી શકાય છે.'

'આ રીતે એક સહી ઉપર તો ભારે ગોટાળો થાય!'

'હાસ્તો, સહી ઉપર લાખોનો વહેવાર ચાલે છે. બેંકમાં જાવ, તમને નહિ પણ તમારી સહીને જ ઓળખશે. ટપાલખાતું, હુંડી, વગેરેમાં પણ સહીની જ કિંમત છે અને એ ઉપરાંત દસ્તાવેજ તથા વીલ ઉપર સહીની જ જરૂર હોય છે અને એના ઉપર મોટો આધાર રખાય છે. આખી ઇબારત ગમે તેણે લખી હોય તેની ચિંતા નહિ, પણ નીચે સહી કોણે કરી છે, તે ખરી છે કે નહિ, એ અનેક કેસમાં ચિંતાનો અને મહત્વનો પ્રશ્ન થઇ પડે છે. ટુંકામાં એક ખોટી સહી ઉપર અનેકનાં ભવિષ્ય લટકેલાં હોય છે. આ સંજોગોમાં કેટલાય મોટા કેસોમાં આ વિષયના નિષ્ણાતોને બોલાવવા પડે છે અને સરકારને પણ આવો નિષ્ણાત નિભાવવો પડે છે.'

'જરા જેટલો ફેર હોય તો બેંક ચેકનાં નાણાં શાથી નથી આપતી તેનું કારણ હવે મ્હને સ્હમજાય છે.' પંડિતજીએ કહ્યું.

'બેંકને માથે જોખમદારી હોય છે. એટલે એ રીતે સહીમાં ફેરફાર હોય અને તે જો નભાવી લે તો બેંકને ભારે નુકશાન થાય. એવા ચેકમાં વખતે ખોટી સહી હોય તો પૈસા આપવા

પડે અને પોતાની આબરૂ જાય તે જુદી એટલે બૅંક ભારે તકેદારી રાખે તે દેખાતી વાત છે.' જયંતે ખુલાસો કર્યો: 'આ ઉપરાંત બીજા પણ કેટલાક કેસ આવે છે કે જેમાં સ્ટેમ્પ ઉપર મૂળ ધણીએ સહી કરી હોય અને એ સ્ટેમ્પ (રસીદના) ઉખાડીને તેને બીજા જ કાગળ ઉપર ચોટાડવામાં આવે અને આગળ પાછળની સહી બીજા માણસે કરી લીધી હોય. મતલબ કે અરધી સહી ખરી હોય ને અરધી સહી ખોટી હોય. એક પેઢી સાથે અવારનવાર પૈસા ભરવાનો વહેવાર હોય અને પૈસાની પહોંચ આ રીતે અપાતી હોય તથા એવી રીતની પહોંચ પરનો સ્ટેમ્પ ઉખાડીને બીજા કાગળ ઉપર પ્રોમીસરી નોટ અથવા ભારે રકમની રસીદ લખી તેના ઉપર ચોટાડીને ઉપર મુજબ બાકીની સહી કરી લીધી હોય તો એ ઓળખવામાં મુસ્કેલી નડે છે. આવી સહી ટુંકી હોય અને જ્યારે બે અથવા તેથી વધુ સ્ટેમ્પ પર કરવામાં આવી હોય છે ત્યારે તો મુસ્કેલી ઘણી જ વધી પડે છે.'

'તે શી રીતે ખબર પડે?'

'સૂક્ષ્મદર્શકના ઉપયોગથી. એ રીતે જોતાં બેઉ સહી વચ્ચેનો ફરક અને સ્ટેમ્પ અને સાદા કાગળ વચ્ચે જ્યાં સહી મળતી હોય ત્યાંનો દેખાવ એ બાબતના નિર્ણય પર આવવાને ઘણાં ઉપયોગી થઇ પડે છે. એવા પણ કિસ્સા બન્યા છે કે જેમાં આખી સહી બે સ્ટેમ્પ ઉપર કરેલી હોય છે, અને તે બેઉ સ્ટેમ્પ ઉખાડીને બીજી રસીદ ઉપર ચોટાડવામાં આવ્યા હોય છે. આવા કિસ્સામાં અલબત્ત, બીજાં સાધનોનો ઉપયોગ કરવો પડે છે. આ રીતે ઉખાડીને ચોંટાડવામાં શાહી ઝાંખી થઇ હોય છે અને લખાણ, લખાણનો કાગળ અને સંજોગો વિષે ઉંડાણમાં ઉતરીને તપાસ કરવી પડે છે.'

'આપણે ત્યાં આ વિષયના નિષ્ણાતો છે?'

'હાજી. ગુજરાતમાં એવા થોડાક નિષ્ણાત છે ખરા. ઇંગ્રેજી ભાષામાં 'Questioned Documents' વગેરે પુસ્તકોમાં આ સંબંધી લંબાણ વિવેચન કરવામાં આવેલું છે અને અવારનવાર મુંબાઇની હાઇકોર્ટમાં આવા કેસ આવતા રહે છે.'

'ત્યારે તો કૅમેરા ને સૂક્ષ્મદર્શક એ ગુન્હાશોધનની કળાનાં અંગ છે, એ વાત ખરી. ગુન્હાશોધનનું કામ કરનારે એ વિષયનું જરૂરી જ્ઞાન મેળવવું જોઇએ. એ ભલે નિષ્ણાત ન હોય પણ એને પ્રાથમિક શિક્ષણની માહિતી હોવી જ જોઇએ.' પંડિતજીએ કબૂલ કર્યું.

'હાસ્તો.' જયંતે કહ્યું.



☆ સમાપ્ત ☆



ગુન્હાશોધનનાં અવનવાં પરાક્રમોને લગતી વાર્તાઓ વાંચવાની કુમારજીવનમાં તાલાવેલી જાગે છે અને તે વૃત્તિ જીવનમાં દીર્ઘ કાળ-સુધી કાયમ રહે છે. એ પ્રસંગે જો પ્રેરણાદાયી વાચન મળે તો મગજશક્તિનો સુંદર વિકાસ થાય છે. દરેક વસ્તુ કે વિગત ઝીણવટથી જોવા સમજવાની અને તેનું હાર્દ પામવાની અદ્ભુત શક્તિ એનાથી સાંપડે છે અને જીવન સાફલ્યનો માર્ગ સરળ બને છે.



આ રીતે માનવજીવનનો અનેકવિધ વિકાસ કરી શકે એવી પ્રેરણાદાયી રસિક વાર્તાઓ આપવાની યોજના 'સાહસ કથાવલિ' માં કરવામાં આવી છે.

